શ્રીમદ્ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી ગ્રંથમાળા-મણકો ૧૦ મો.

મુનિશ્રી મોહનલાલજી કૃત

# આત્મ હિત પ્રકાશ દોહરા.

સ્વધર્મિ બન્ધુની મદદથી

છપાવી પ્રસિદ્ધ કર્તા

પારેખ હરીલાલ સોમચંદ.

રંગપુરવાળા. મુ.-ભરૂચ.

સંવત ૧૯૮૨ | વીર સંવત ૨૪૫૨

આવૃત્તિ ૨ જી. | પ્રત ૫૦૦

વીરશાસન પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ રતીલાલ કેશવલાલે
છાપ્યું. ઠે. હાજા પટેલની પોળ-અમદાવાદ.

કિંમત સદુપયોગ.

# જ્ઞાનદાન વિષે.

**શ્લોક**—ગજ રથ તુરંગં, ગૌશતં ભૂમિ દાનં,
કનક રૂચિર્પાત્રં, મેદની સાગરાતમ્;
ઉભય કુલ વિશુદ્ધં, કોટિ કન્યા પ્રદાનં,
ન ભવતિ ભવ તુલ્યં, જ્ઞાનદાનં સમાનમ્.

**ભાવાર્થ**—સેંકડો હાથી, ઘોડા, રથ, ગાયો તેમજ પૃથ્વીનું દાન આપે, સોનાના પાત્રનું દાન આપે, સમુદ્રપર્યંત પૃથ્વીનું દાન આપે, બન્ને કૂળ જેના નિર્મળ છે એવી કરોડો કન્યાનું દાન આપે, આ પ્રમાણે જીંદગી સુધી દાન આપે, તે કરતાં એક માણસને જ્ઞાન દાન આપે તો તે બધા દાન કરતાં શ્રેષ્ટ છે; માટે જ્ઞાનદાન આપવામાં કસર રાખવી નહિ.

છપ્પો.

કરીને યજ્ઞ અનેક વૃત વિધિ બહુ પાળે,
વળી આપે ગૌદાન હાડ હીમાલે ગાળે;
ગીત વેદના ગાય તીર્થ પણ બહુ ફરી આવે,
દધી દુધ ઘૃત ખાંડ વિપ્ર પોષે મન ભાવે;
એવા સુક્રિત કિધા ઘણા શું આપું જીભે ગણી,
કહે નરભેરામ એ સર્વથી જ્ઞાનદાન શિરોમણી.

# આત્મહિત પ્રકાશ દોહરા.

## અથ સમકિત છત્રીશી.

શ્રી મહાવીરના ઘરતણું, જેહ કહ્યું સમકિત;
તે શોધો ભવ્ય આતમા, દ્રઢ રાખી પરતિત. ૧
ઘટ ઘટ સમકિત ના હુવે, ન હોય વાડામાંય;
વાડાનું સમકિત તે, કદાગ્રહમાં જાય. ૨
સમકિત શોધી આતમા, કરે કષાય ઉપશાંત;
સમ્ભાવી શીતળ સદા, શાંત દાંત, દૂર ભ્રાંત. ૩
શત્રુ મિત્ર દો સમ હે, નહિ પુદ્ગલસેં પ્રીત;
આપ સમ જાણે અવર, એ સમકિતની રીત. ૪
સમદ્રષ્ટિ શીતળ સદા, જાકી અદ્ભુત ચાલ;
મદ મચ્છર મમતા નહિ, શુદ્ધ સમકિત નિહાલ. ૫
મોહનીની ઉપશાંતતા, ક્ષય ક્ષયોપશમ હોય;
તે મહાવીરના ઘરતણું, સમકિત નિશ્ચય જોય. ૬
નિશ્ચય સમકિત હોય જશ, તીન ભેદ જણાય;
ઉત્કૃષ્ટી મધ્યમ જઘન્ય, કહી આરાધના ત્યાંય. ૭
ઉત્કૃષ્ટી આરાધના કહી, તદ ભવ પામે મોક્ષ;
મધ્યમ તીજા ભવમાં, પામે શિવ સંતોષ. ૮

જઘન્ય આરાધના જે કરે, પન્નર ભવ ગણાય;
જો સમકિત ટકી રહે, તે પણ મુક્તિ જાય. ૯
સમકિત પામે જીવ તે, ભવ ગણતીયે ગણાય;
જો વળી સંસારે ભમે, તોપણ મુક્તિ જાય. ૧૦
વીર જીનેશ્વર સાહિબો, ભમિયો કાળ અનંત;
પણ સમકિત પામ્યા પછી, અંતે થયા અરિહંત. ૧૧
જાકો શુદ્ધ સમકિત ભયે, તાકો ભ્રમણા નોય;
જાકો હૃદય ભ્રમણા રહી, મલિન સમ્યક્ તસ હોય. ૧૨
સમકિત દૃષ્ટિ જીવ તે, સદા સમભાવી સોય;
સુખ આવ્યે છલકે નહિ, દુઃખે દિન નવી હોય. ૧૩
ગઇ વસ્તુ સોચે નહિ, આગમ વંચ્છા નાય;
વર્તમાન વરતે સદા, સો જ્ઞાની જગમાંય. ૧૪
જ્ઞાન થકી જાણે સકળ, દર્શન શ્રદ્ધા રૂપ;
ચારિત્રથી આવત રૂકે, તપશ્યા ક્ષપન સ્વરૂપ. ૧૫
જ્ઞાનતણી વાતો કરે, અંતર નાસ્તિક હોય;
વ્રત નિયમ પચ્ચખાણને, બંધ ક્રિયા ગણે સોય. ૧૬
કોઇ કહે પચ્ચખાણ વિણ, સુખે મુક્તિ હોય;
માત્ર જ્ઞાનની જરૂર છે, જ્ઞાનવાદી કહે કોય. ૧૭
અધ્યયન ઉત્તરાધ્યયનના, છઠે કહ્યું જિનરાય;
જ્ઞાનવાદીનો મત એ, ભવ ભ્રમણ કહ્યો ત્યાંય. ૧૮
મારગ જાણે નગરનો, ચક્ષુવાળો સોય;
પણ ચરણ વિણ કિણ વિધે, નગરી ભેગો હોય. ૧૯

ચક્ષુ હિણુ અટવી ભમે, નગર ન પોચે એહ;
જ્ઞાન હિણુ જડવાદીઓ, મુક્તિ ન પામે તેહ. ૨૦
જ્ઞાન હુવે નવ પૂર્વનું, પાળે અખંડ આચાર;
નવ ગ્રીવેગમાં ઉપજે, સમકિત વિણુ અણુગાર. ૨૧
મુહપતિ ઓઘાતણા, મેરૂ સમ ઢગ કિધ;
કાળ અનંતા કાઢીયા, માત્ર વિણુ સમકિત. ૨૨
એક વાર સમકિત હુવે, કદિ થાય પતિત;
અર્દ્ધ પુદ્ગલ માંહિ ભમી, જાવે મોક્ષ ખચીત. ૨૩
દોરા સોતી સૂઇ જે, પડિ ન વિણુશે જેમ;
ભવ્ય જીવ સમ શ્રુતવંત, સંસાર ન વિણુસે તેમ. ૨૪
જ્ઞાન નહિ સમકિત વિણુ, જ્ઞાન વિણુ નહિ ચરણુ;
ચરણુ વિણુ મુક્તિ નહિ, ભાંખ્યો ભવ્ય હિતકરણુ. ૨૫
ભવ્ય જીવ મુક્તિ લહે, અભવ્યને નહિ મોક્ષ;
તેનું કારણુ શું હુવે ?, શું હોય ગુણુ દોષ. ૨૬
જીવ દોય પ્રકારના, સંસારી ને સિદ્ધ;
સંસારીના દોય ભેદ, ભવ્ય અભવ્ય પ્રસિદ્ધ. ૨૭
ભવ્ય અને અભવ્યના, કહ્યા સૂત્રા તીન;
સમવાયંગે દાખીયા, સત્તાના શ્રી જિન. ૨૮
સમવાયંગ છવીસમે, અભવ્યનો અધિકાર;
સમકિત મિશ્ર મોહની, વરજી છવીસધાર. ૨૯
ભવ્ય જીવના દોય ભેદ છે, સંસારસ્થ ભવ્યસિદ્ધ;

મુક્તિ પ્રાપ્ત યોગ્ય ભવ્ય, જિન ભાંખ્યા પ્રસિદ્ધ. ૩૦
સમકિત મોહની વર્જિને, પ્રકૃતિ સતાવીશ,
સત્તાએ ભવ્ય જીવ કહ્યા, બીજ હીણુ કહ્યા ઇશ. ૩૧
તે મોક્ષ પામે નહીં, પ્રથમ ભેદ વિચાર;
બીજે ભેદે ભવ્ય જીવ, મોક્ષ પદ ધરનાર. ૩૨
તેહને સત્તામાં કહી, પ્રકૃતિ અઠ્ઠાવીશ;
કેવળ બીજ તેમાં રહ્યું, ઇમ ભાંખ્યો જગદીશ. ૩૩
અવરાયેલ સમકિત હોય, કોઇ દિન પ્રગટ થાય;
સત્તામાં સમકિત હોય, કોઈ દિન કેવળ પાય. ૩૪
બીજમાંહી જેમ વૃક્ષ છે, વૃક્ષ મૂળ જેમ બીજ;
તેમ કેવળ સમકિતમાં, કેવળ સમકિત બીજ. ૩૫
સમકિત છત્રીશી કહી, સૂત્ર તણે અનુસાર;
**મોહનલાલ** મુનિ કહે, ભવ્ય જીવને હિતકાર. ૩૬

## અવનિત આચાર વિષે.

અનેક સંયોગથી મુક્ત થઈ, થયા શુદ્ધ અણગાર;
લિએ ભિક્ષા નિર્મળી, ઉત્તરાધ્યયન આધકાર. ૧
અધ્યયન એકાદશમાં, પ્રગટ કર્યો આચાર;
વનીત અને અવનીતનો, કર્યો પટંતરો સાર. ૨
જે વિદ્યા હિણા હુવે, કરે આપ અહંકાર;
જીભતણો રસ લોલપી, એ અવનિત આચાર. ૩
ઇંદ્રિયો જેની મોકળી હોય અતિ વાચાળ;

તે બહુ સૂત્રી ન હુવે, એ અવનિત આચાર. ૪
ગર્વ, ક્રોધ, પ્રમાદ, રોગ, અને આળસ કરનાર,
તે શિક્ષા પામે નહિ, એ અવનિત આચાર. ૫
ક્રોધ ઉદય ક્ષીણ ક્ષીણ હુવે, રાખે રોશ બહુ કાળ;
શિખ કેની માને નહિ, એ અવનિત આચાર. ૬
જ્ઞાન ભણી જે મદ કરે, છિદ્ર ગવેષણહાર;
પરના છિદ્ર ખુલા કરે, એ અવનિત આચાર. ૭
કોપ કરે નિજ મિત્ર પર, પાછળ બુરૂ વદનાર;
મુખે તો મીઠું વદે, એ અવનિત આચાર. ૮
ભાષા બોલે વિચાર વિણ, મિત્ર દ્રોહ કરનાર,
અહંકારી લોભી હુવે, એ અવનિત આચાર. ૯
ઇંદ્રિય નિગ્રહ નવ કરે, અસંવિભાગ કરનાર;
પ્રીતિ ન કરે કોઇ સંગ, એ અવનિત આચાર. ૧૦
ચોદ સ્થાન અવનિતના, ભાંખ્યા શ્રી જિનરાય;
તે નિર્વાણ પામે નહિ, સમજે તો સુખ થાય. ૧૧

## વનિત આચાર વિષે.

હાસ્ય કરે નહિ કોઇની, ઇંદ્રિયનો દમનાર;
પરની નિંદા ના કરે, તે વનિત આચાર. ૧
અશીલપણું વર્જે સદા, ન હોય વિરૂદ્ધાચાર;
અતિ લોભ કરે નહિ, તે વનિત આચાર. ૨
ક્રોધ કરે નહિ કોઇ પર, સત્ય વચન વદનાર;

શિક્ષા શીલ પામે સદા, તે વનિત આચાર. ૩
નમ્ર ગુણ, નહિ ચપલતા, માયા નહિ સેવનાર,
કુતૂહળ વરજે સદા, તે વનિત આચાર. ૪
કઠોર વચન વદે નહિ, દીર્ઘ રોષ વર્જનાર;
શિખામણ સુણે મિત્રની, તે વનિત આચાર. ૫
જ્ઞાન તણો મદ ના કરે, નહિ નિંદા કરનાર;
કોપ કરે નહિ મિત્ર પર, તે વનિત આચાર. ૬
કોઇનું બૂરૂં ના વદે, વદે સદા હિતકાર;
કલેશ કજીયા નવ કરે, તે વનીત આચાર. ૭
ગુરૂની સદા સેવા કરે, લજ્જાવંત અણગાર;
શાંત દશા વર્તે સદા, તે વનિત આચાર. ૮
ગુરૂ કુલ વાસ વસે સદા, યોગ ઉપધાન કરનાર;
કૃત્ય વાણી પ્રિય હુવે, તે વનિત આચાર. ૯
આ સેવન અને ગ્રહણ, શિક્ષા દોય પ્રકાર;
સમિતિ ગુપ્તિ સેવતા, પંચ મહાવ્રત ધાર. ૧૦
એવા સુવનિત શિષ્ય તે, શિક્ષા લાયક હોય;
તે બહુસૂત્રી બને, ગુણ સંપન્ન મુનિ જોય. ૧૧
ઉત્તરાધ્યયન અગ્યારમે, બહુશ્રુત અધિકાર;
સમુદ્રવત ગંભીર કહ્યો, કોઇ નહિ ઠગનાર. ૧૨
પરિસાથી ત્રાસે નહિ, કેણે જીત્યો ન જાય;
સૂત્ર જ્ઞાન પૂર્ણ કહ્યો, રક્ષક ષટ્ જીવકાય. ૧૩
બહુ શ્રુત મુનિ એહવા, કર્મ તણો ક્ષય કિધ;

ઉત્તમ ગતિ આરાધિને, પામ્યા મોક્ષ પ્રસિદ્ધ. ૧૪
તિણ કારણ સૂત્ર ભણો, મોક્ષ તણો અભિલાષ;
સ્વપર આત્માઓ ધરો, એ શિક્ષા જિન ખાશ. ૧૫

## આત્મહિત શિક્ષા દોહરા.

પરમ પુરૂષ મહાવીર પ્રભુ, આત્મ રૂપ વર્ધમાન;
શાસન જયવંતુ સદા, વરતે અવિચલ સ્થાન. ૧
જેના શાસન તેજથી, નાસે તિમિરાન્ધત્વ;
અંત્તર દ્રષ્ટિ પ્રકાશથી, ભાસે સાચું તત્વ. ૨
જેથી કાલ અનાદિના, ટળે કુમતિ સંસ્કાર;
મૂલ મટે સુ પ્રયત્નથી, એ ઉપકાર અપાર. ૩
કટક મોહ રાજા તણું, જબરૂં તેનું જોર;
જાગ જાગ તું જીવડા, લુંટે ખજાનો ચોર. ૪
કટક ધર્મ રાજા તણું, લઇ ક્ષમા સમશેર;
તપ જપ દાન પ્રયોગથી, મોહ મારી કરો ઝેર. ૫
સમરન એસા કિજીએ, હલે ન જીહ્વા હોઠ;
મુખસે મેહનત ના પડે, લગે નિશાને ચોટ. ૬
ચોટ કરો કર્મો પરે, ધ્યાનાનલના ગોટ;
ઉપશમ સંવર યંત્રથી, ત્રુટે જેમ રજ કોટ. ૭
કહ્યા જાય મુખથી નહિ, તે મુનિ તણા વખાણ;
પ્રવચન મારગ અનુસરે, કરે ન તાણાતાણ. ૮
નિજ રૂપે નિજ વસ્તુ છે, પરરૂપે પરવસ્ત;

જેણે જાણ્યો છે પેચ એ, તેણે જાણ્યું સમસ્ત. ૯
જ્યોં જ્યોં પુદ્ગલકી દશા, તે નિજ માને હંશ,
યાહિ વિભાવે ભ્રમ તે, બઢે કરમકો વંશ. ૧૦
પર પ્રણુતિ અપની કર જાને, ક્રિયા ગરવે ઘેલો;
તાકો જૈન કહો કેમ કિજે, સો મુરખમેં પેલો. ૧૧
સાધર્મિથી અધિક જસ, પરિજન ઉપર પ્રેમ;
તાકો સમકિત નવ કિજીએ, આગમ નીતિ એમ. ૧૨
જાકો પુદ્ગલ સંગ નહિ, નહિ તસ પ્રેમ પ્રીત;
આત્મ ભાવે રમણુતા, એ સમકિતની રીત. ૧૩
ભવ નાશક શુભ ભાવના, જે ભાવે ભલી ભાત;
વિમલ જ્ઞાન લક્ષ્મી વરી, સિદ્ધિ વરે સાક્ષાત્. ૧૪
ભવ બાજી રમતો થકો, હારે કદિ રમનાર;
છેલ્લી બાજી સુધારી લે, તો થાયે બેડો પાર. ૧૫
શિષ્યે ગુરૂ વંદન કરી, પ્રશ્ન કર્યો એક સાર;
દુનિયામાં કઇ વસ્તુ છે, સદા સુખ હિતકાર. ૧૬
શિષ્ય પ્રત્યે ગુરૂ કહે, તુજ પ્રશ્નનો સાર;
ધર્મ અને મુક્તિ સદા, સબ જગ વંછણુહાર. ૧૭
ધર્મ ધર્મ સબ જગ કહે, ધર્મનો જાણે ન મર્મ;
જેતી ઉપાધી ટળે, તે તો જાણો ધર્મ. ૧૮
મુક્તતણા અભિલાષીયા, નવ નવ ધરતા વેશ;
તબ લગ મુક્તિ વેગળી, જબ લગ રાગ ને દ્વેષ. ૧૯
રાગ દ્વેષની જાળમાં, ફસાણા જે નર નાર;

ત્યાગી હો કે ભોગી હો, ભવ ભ્રમણ સંસાર. ૨૦
મુક્તિ ચાહો ભવ્ય જીવ, તો તજો રાગ ને દ્વેષ;
ધર્મ પણ એ શુદ્ધ છે, તજવો અંતર કલેશ. ૨૧
ગુણ ગાવે પર આપના, કે કરે નિંદા કોઇ;
તેહમાં સંભાવી રહે, લેપ ન લાગે સોઇ. ૨૨
તજ્યો ગ્રહ સંસારને, તજ્યો સકલ સુખ વાશ;
નિંદા ઈર્ષા ના તજી, શું તજ્યું કહો ખાશ. ૨૩
સર્પ ડશી દરમાં ગયો, દર કુટે શું થાય;
અંતર દ્વેષ ગયો નહિ, શો ફળ બાહ્ય ઉપાય. ૨૪
પાડાને કદિ રોગ હોય, પખાલને દે ડામ;
અંતરાત્મ સુધર્યા વિના, કેમ સુધરશે કામ. ૨૫
વિવિધ વેશ બનાવીયો, પર નિંદાને કામ:
ઉપરકી આછી બની, ભિંત્તર જાણે રામ. ૨૬
નિંદા નરકની દિવડી, નિંદા નરકની ખાણ;
નિંદા નરકની વેલડી, નિંદા નરક નિદાન. ૨૭
નિંદા મત કરો ભવ્ય જીવ, નિંદા ફળ દુઃખદાય;
નિંદા પાપ પંદરમું, ભાંખ્યો શ્રી જીનરાય. ૨૮
નિંદા કરો આત્મતણી, સંયમ વૃદ્ધિ હોય;
ભગવઇ અંગે ભાંખીયું, શતક પહેલે જોય- ૨૯
નિંદા ન કરો પરતણી, નહિ આક્ષેપ ઉફગાર;
સિંખણીની સંગત કર્યે, ગુણ હાની અણગાર. ૩૦
નિંદક આક્ષેપી મુનિ, કે હોવે આગાર;

નરક ગતિ હોય ભવ ભ્રમણ, દૂજે અંગ નિહાલ. ૩૧
છીદ્ર ગવેષી આતમા, પરના દોષ દાખંત;
પારાંચિ દોષીત એ, ભગવંત એમ ભાખંત. ૩૨
ફાટા પાડે સંઘમાં, કલેશ જગાવણહાર;
માહા મોહની કર્મનો, નિવડ બંધ કરનાર. ૩૩
આગળથા એજ સાધુ છે, એજ શ્રાવક સાર;
બાકી પાછળથા સહુ, એમ બોલે મત ગાર. ૩૪
પાછળથા (પાસત્થા) પાછળ રહે, ક્રિયા કે આચાર;
દ્વીવિધ દાખ્યા સૂત્ર મેં, સમાકત મિથ્યાચાર. ૩૫
આગળથા આગળ વધ્યા, જડ ક્રિયા વ્યવહાર;
નિંદા ઇર્ષા કટુકતા, છીદ્ર ગવેષણહાર. ૩૬
આચારે અધિકો કહ્યો, નિંદક નીનવ જાણ;
પંચમ અંગે ભાખીયો, છે પેલે ગુણ ઠાણ. ૩૭
જ્ઞાની ગુરૂ સંઘ આદિની, નિંદાના કરનાર;
માયાવી મત જંગમાં, કિલ્વિષ પદ ધરનાર. ૩૮
આચારે અભિમાન વધ્યો, તપથી વધીયો કલેશ,
ગર્વ વધે જો જ્ઞાનથી, વૃથા ગમાવ્યો વેશ. ૩૯
જાણે જગતને તારશું, આપ તરી સહુ સાથ;
તીર તજી પડયા વમળમાં, પકડી સઘળા બાથ. ૪૦
એકાંતવાદી જડ મતી, દે અવળો ઉપદેશ;
કદાગ્રહી શ્રોતા મળી, ઠેર ઠેર જગવે કલેશ. ૪૧
પરજનને ઉપદેશ દે, મનમેં કોટી કુફેલ;

ધોબી ધુવે પટ પારકા, નિજ પટમાં મણુ મેલ. ૪૨
માત્ર મલીનજ વસ્ત્રથી, માની બેઠા મોક્ષ;
જડ ક્રિયાના વાદમાં, ઉલટો બાંધે દોષ. ૪૩
નિંદક સરખો નહિ પાપીયો, તામે તેરે દોષ;
દુજે સંવર દેખલો, કીણુ વિધ જાશે મોક્ષ. ૪૪
સંજમ પાળે સિદ્ધ ભજે, વ્રત ન ખંડે રેખ;
તબ લગ મુક્તિ વેગળી, જબ લગ રાગ ને દ્વેષ. ૪૫
બાહ્યાભ્યંતર મલિનતા, દઇ મલિન ઉપદેશ;
મલિન આચરણ આચરી, બેશ ભજાવ્યો વેશ. ૪૬
પણુ એક ખામી છે ખરી, મહા મોચ પડિમાય;
તે ખોટ પુરી પડે તો, ક્રિયા પુરી થાય. ૪૭
આચારાંગ આગળ કરી, કહે વર્તીયે એમ;
કોઈક અપવાદ શબ્દને, ઉત્સર્ગ કહિયે કેમ ? ૪૮
ઘણાં સૂત્રના પાઠને, ઉવેખી પકડે એક;
તે એકાંતવાદી કહ્યો, એ તો ખોટી ટેક. ૪૯
જિન કલ્પિના પાઠને, સ્થિવર કલ્પિમાં લેઈ;
પોતાને ગમતું કરે, ભરમાવે જન કેઇ. ૫૦
એક તો સૂત્ર પાઠનો, ગોપવ્યાનો જે દોષ;
બીજો માયા સેવતા, કેમ માનો સંતોષ. ૫૧
બાહ્ય ક્રિયામાં રાચતા, અંતર્ભેદ ન કાંઈ;
જ્ઞાન માર્ગ નિષેધતા, તે ક્રિયા જડ આંહિ. ૫૨
અરિહંત ગુરૂ સાધુના, અવર્ણવાદ બોલંત;

પંચમે ઠાણે દેખ લ્યો, દુર્લભ બોધી કહંત. ૫૩
અરિહંત ગુરૂ સાધુના, વર્ણોક્ત ગુણ બોલંત;
પંચમે ઠાણે તેહને, સુર્લભ બોધી કહંત, ૫૪
અંતરંગ કષાય વિના, પરનિંદા નવ થાય;
અનંતાનુંબંધી ઉદય, નરકાયુ બંધાય. ૫૫
એક નિંદાને સેવના, સેવત પાપ અપાર;
પરમાદી પ્રાણી સદા, નિંદક ભમે સંસાર. ૫૬
નિંદક અસમાધિયો, પૃષ્ટિ માંસ ખાનાર;
દશાશ્રુત સ્કંધ દાખીયો, એ નિંદક આચાર. ૫૭
પરતણી નિંદા વિષે, નિર્જરા માને કોઇ;
તે હળાહળ વિષ પીઇ, અમર વંછે સોઇ. ૫૮
ગુરૂની જે નિંદા કરે, અથવા સુણે જે કાન;
પ્રત્યનિક કહ્યો તે સૂત્રમાં, તે નીનવ સમાન. ૫૯
આચાર્યાદિ ગુરૂતણો, જે બોલે અવર્ણવાય;
પ્રતિહત કરવો કહ્યો, દશાશ્રુતસ્કંધ માંય. ૬૦
જે હિલે ગુરૂદેવને, તેને મોક્ષ વિમુખ;
દશવૈકાલીક સૂત્રમાં, ભાંખ્યો શ્રી જીન મુખ. ૬૧
અપમાને ગુરૂદેવને, કરે માનનો ભંગ;
ગુરૂ હત્યા સમ દોષને, સેવે કુલહિન જંગ. ૬૨
કરે અપમાન ગુરૂદેવનું, તીરસ્કાર કરે જેહ;
શિવ પુરાણે ભાંખીઓ, મહા પાપી કહ્યો તેહ. ૬૩
નાચે ગાયે પદ કહે, નાહીં ગુરૂસેં હેત;

કહે કબીર કયોં ઉપજે, બીજ વિહુણા ખેત. ૬૪
કબીર તે નર અંધ હે, ગુરૂકો કેહતે ઓર;
હરી રૂઠે ગુરૂ મેલસી, ગુરૂ રૂઠે નહીં ઠોર. ૬૫
ગુરૂ બિન મુક્તિ નહિ, ગુરૂવિણુ જડતા ન જાય;
ગુરૂ વિણુ માર્ગ ન સુજે, ગુરૂ વિણુ સુખ નવી થાય. ૬૬
માત પિતા સંતાપીયા, સંતાપ્યા ગુરૂ સંત;
કોહ્યા કાનની કુતરી, ભવ ભ્રમણુ અનંત. ૬૭
ગુર્વાદિ માત તાતના, છિદ્ર જોવે કપુત;
દુર્લભ બોધી જીવડો, ન પામે સમસુત. ૬૮
માત પિતા આરાધિયા, આરાધ્યા ગુરૂદેવ;
સુર્લભ બોધી જીવડો, પામે સમ સુત મેવ. ૬૯
એક અક્ષર દાતા ગુરૂ, ગુરૂ પદે ન ગણે જેહ;
સ્વાન યોની સો વાર તે, ચંડાળપણું પામેહ. ૭૦
ગુરૂ ગમ્ય પઢયો નહીં, સૂત્ર અરથ વિચાર;
વે શોભા પાવત નહીં, જાર ગર્ભ જુત નાર. ૭૧
શિષ્ય સદ્ગુણી હવે, ગુરૂ કરે સંયમ સ્થિર;
અમૃત વચને વિનયથી, કરે આરાધિક ધીર. ૭૨
શિલિંગ રાજ ઋષી તણો, સૂત્રે છે અધિકાર;
પંથકે ગુરૂ સ્થિર કર્યા, શિષ્ય ગુરૂ હિતકાર. ૭૩
કોઈ કહે પંથકજી, વિણુ, પાંચસેં શિષ્ય સાર;
ગુરૂ પાસત્થા જાણીને, તજી ચાલ્યા તિણુ વાર. ૭૪
એહ વાકય ગુરૂ દ્વેષનું, સૂત્રે નહિ અધિકાર;

સૂત્ર પાઠે આજ્ઞા લહી, કર્યો શિષ્યે વિહાર. ૭૫
ગુરૂ અને સાધુ પ્રત્યે, હૃદય દ્વેષ ધરનાર;
કરે વિપ્રીત પરૂપણા, સ્વ પર અહિત કરનાર. ૭૬
વિપ્રીત ઓછી ને અધિક, કરે પરૂપણા જેહ;
તે મિથ્યા ભાખી કહ્યો, ઉત્સૂત્રી પણ તેહ. ૭૭
પય પાયું પન્નંગને, થયું ઝેર વિકરાળ,
જઇ ડસ્યો ઉપકારીને, એથી કયો ચંડાળ. ૭૮
શાંત રસ પ્રગમ્યા વિના, સહે કષ્ટ કરી ત્યાગ;
સર્પ તજે ભલે કાંચળી, તોહી નાગનો નાગ. ૭૯
ધર્મ નિંદાથી ધન ક્ષય, ગુરૂ નિંદા કુલ નાશ;
સંત તણી નિંદા થકી, હોય દુર ગતિ વાશ. ૮૦
પ્રત્યનિક ગુર્વાદિકના, નિંદાદિ કરનાર;
ઉવવાઇ સૂત્રે ભાંખીયો, ભવ ભ્રમણ સંસાર. ૮૧
જે માની મદે ચડયો, હિલે નિંદે જે સંત;
સુયગડાંગ દૂજે દાખીયો, નરકથી નરક ભમંત. ૮૨
અહિં હિંસા તહિં હિંસા, હિંસા પગ પગ દેખ;
હિંસ પેહી પારાચીઓ, પંચમઠાણે પેખ. ૮૩
હિંસા દોય પ્રકારની, અશક્ય શક્ય પરિહાર;
ઉત્સર્ગ અપવાદને, જાણે જાણણહાર. ૮૪
પાપ પાપ પોકારતા, થયો દયાનો નાશ;
પૂર્વે પશુઓ પાળતા, અબ કતલખાને વાશ. ૮૫
સાધુ આરંભ ના કરે, આરંભના તજનાર;

તો પણ આરંભી ક્રિયા, એ અશક્ય પરિહાર. ૮૬
જે આરંભ જાણ્યો વર્તે, સૂત્રે નિષેધ્યો તેહ;
તે શક્ય પરિહારને, તજવો નિઃસંદેહ. ૮૭
ઉત્તરાધ્યયન ચોવીસમે, પ્રવચન અધિકાર;
સુમતિ ગુપ્તિ આરાધતા, દ્વાદશાંગી સાર. ૮૮
તેમાં પણ બે ભેદ છે, ઉત્સર્ગ ને અપવાદ;
ઉત્સર્ગ મારગ ગુપ્તિનો, સુમતિનો સ્યાદવાદ. ૮૯
જે જે ક્રિયા સુમતિની, ઇરિયાવહી પઠંત;
તે અપવાદ મારગ કહ્યો, પણ આગ્યા ભગવંત. ૯૦
પાણીમાં પગ ન દિએ, એ મુનિ વ્યવહાર;
પણ નદી ઉતરવા તણો, કલ્પ કહ્યો અણગાર. ૯૧
ઇત્યાદિ ભેદ અનેક છે, જે જાણે સ્યાદવાદ;
તે મુનિવર પર તણો, ન દેખે અપવાદ. ૯૨
નીનવ આચારે અધિક, સમકિતી ક્રિયા હિન;
બે માં આરાધિક કવણ ?, કવણ સંસારી ખીણ ? ૯૩
દેશ વિરાધક ગ્નાની કહ્યો, દેશારાધક શિલવંત;
ભગવતી સતક આઠમે, ઇમ ભાંખ્યો ભગવંત. ૯૪
દેશ વિરાધક ભવનો, સમકિત ક્રિયા હીણ;
દેશ આરાધક ગતિ તણો, સમકિત ન હોય તીણ. ૯૫
સિલંગરાજ ઋષીને કહ્યો, પાસત્થો ભગવંત.
પણ સમકિત જો હતું, તો પામ્યો ભવ અંત. ૯૬
વળી બસેં છ આરજા, થઇ વિરાધિક જેહ;

એકા અવતારી કહી, સમકિતને બળે તેહ. ૯૭
પાસત્થા દોય પ્રકારના, દેશ વિરાધિક હોય;
સર્વ વિરાધિક કહ્યા, તે પણ સૂત્રે જોય. ૯૮
સમકિતની હોય ભજના, દેશ વિરાધક માંય;
સર્વ વિરાધક જે હુવે, તે દૂર્ગતિમાં જાય. ૯૯
નીનવ દોય પ્રકારના, કહ્યા સૂત્ર મોઝાર;
પ્રવચન નીનવ અને, નિંદક નીનવ ધાર. ૧૦૦
પ્રવચન નીનવ તે સદા, ઉત્સૂત્ર વદનાર;
ક્રિયા બળે તે ઉપજે, નવ ગ્રીવેગ મોઝાર. ૧૦૧
નિંદક નીનવ તેહ પણ, સૂત્ર અને અણગાર,
સરવેની નિંદા કરી, કિલ્વિષ ઉપજણહાર. ૧૦૨
ઉવવાઈ અને ભગવતી, સૂત્રે છે અધિકાર;
મિથ્યાદૃષ્ટિ તે કહ્યા, વિરાધિક અણગાર. ૧૦૩
તેહ અને તત પંથીયા, માયાના સેવનાર;
નિંદાદિ દોષ સંગ્રહી, ભવ ભ્રમણ કરનાર. ૧૦૪
મહાવીરના સાધુને, અચેલક આગમમાંય;
સચેલક કહી સાધવી, એહ પટંતરો ત્યાંય. ૧૦૫
અચેલક રહે વનમાં, કે વસ્તીથી બહાર;
મલીન વસ્ત્રધારીતણો, નહિ વસ્તી વ્યવહાર. ૧૦૬
વસ્તિમાંહી જેહ વસે, તે વસ્ત્ર ધરનાર;
મુર્ચ્છા રહિત વર્તે સદા, એ સાધુ આચાર. ૧૦૭
ઉદ્ભટ્ટ વેશ ધરે નહિ, ન ધરે મલીનતા વેશ;

વસ્તિવાસી જે હુવે, તે ધરે મધ્યમ વેશ. ૧૦૮
આચારી બનવા અધિક, પુજા જશ ઇચ્છનાર;
માનતણા ભુખ્યા હુવે, માયાના સેવનાર. ૧૦૯
દશવૈકાલીક સૂત્રમાં, કહ્યું શ્રી જિનરાય;
પાપતણો સંચય કરે, અંતર સત્ય ન જાય. ૧૧૦
નગ્ન માસ ઉપવાસીયો, શીથલીએ કૃશ અન્ન;
ગર્ભ અનંતા પામશે, જો છે માયા મન. ૧૧૧
આપ પાપ છુપાવવા, મલીન વસ્ત્ર ધરનાર;
તેને પ્રાયશ્ચિત મોટકું, નિશિથ સૂત્ર મોઝાર; ૧૧૨
માયાવી મદ જ્ઞાનનો, તપ સંયમ અહંકાર;
જાણે અન્યને પુતળા, ભવ ભ્રમણુ કરનાર. ૧૧૩
માયાવી મદ જ્ઞાનનો, તપ સંયમ અહંકાર;
જાણે અન્યને પુતળાં, ભવ ભ્રમણુ કરનાર. ૧૧૪
કોઇ કહે અમે વર્તિએ, યથા સૂત્ર પ્રમાણુ;
ધનવાદ તેહને ઘટે, પણ એક શંકા જાણુ. ૧૧૫
ક્રિયા દોય પ્રકારની, ઇરિયાવઇ સપરાય.
તેનો ભેદ જાણ્યા પછી, વદો વાકય મુનિરાય. ૧૧૬
ભગવતી શતક સાતમે, યથા શ્રુત વર્તનાર;
ઇરિયાવઈ ક્રિયા જીકે, ઉત્કૃષ્ટો અણગાર. ૧૧૭
ગ્યારા બારા તેરમે, ગુણ સ્થાન અણગાર;
વીતરાગી દશા હુવે, ઇરિયાવઇ વર્તનાર. ૧૧૮
નિયંઠા દોય ઉપલા, નિર્ગ્રંથ સનાતક હોય;

ચારિત્ર એક પાંચમું, યથાખ્યાત તસ સોય. ૧૧૯
ઉપશમ ક્ષીણ કષાયને, વળી કેવળી ભગવંત;
યથા શ્રુત વરતે સદા, તસ ઇરિયાવહિ બધંત. ૧૨૦
વળી શતક એ સાતમે, સંપરાઇ ક્રિયા બંધ;
દશમ ગુણસ્થાન સુધી, એહ કહ્યો સબંધ. ૧૨૧
સરાગી કહ્યા સંયમી, નિયંઠા કહ્યા ચાર;
ચારિત્ર પણ તેટલા, કહ્યા સૂત્ર મોઝાર. ૧૨૨
ઇહિ કાળ ઇણ ક્ષેત્રમાં, દુઃષમ સમય મોઝાર;
ત્રણ નિયંઠા દો સંજયા, તેના ભેદ વિચાર. ૧૨૩
શિથીલાચારી જે હુવે, અતિચાર સેવનાર;
દોષ હોય અણાચારનો, નહિ નિયંઠા બ્હાર. ૧૨૪
બે ચારિત્ર પેહેલા, ગુણસ્થાન દો જાણ;
તેમાં પણ પરમાદનું, મૂલસ્થાન ગુણઠાણ. ૧૨૫
વર્તમાનકાળ વિચારતા, મુનિનો વ્યવહાર;
સૂત્ર અનુસાર વર્તતા, તોપણ પ્રમતા ચાર. ૧૨૬
બીજથકી પુનમતણો, ચંદ્ર ગુણ કહ્યા જેમ;
તેમ મુનિ ગુણ જાણવા, કહે જ્ઞાતાજી એમ. ૧૨૭
અતીચારાદિ દોષને, દેખી બોલે કોઇ;
સાધુ કોઇજ છે નહિ, નાસ્તિક વાકય હોઇ. ૧૨૮
જો કોઇ સાધુ છે નહિ, તો શ્રાવક કયાંથી હોય;
શું તીર્થનો નાશ છે ?, મત બોલો ભવ્ય કોય. ૧૨૯
ભગવઇ મધ્યે ભાંખીયું, વર્ષ એકવીસ હજાર;

મહાવીરશાસન ચાલશે, કહો કિણુ આધાર ?. ૧૩૦
દુગાઢ દુષમ કાળમાં, ચડતા પડતી હોય;
પણુ શાસન રે'શે ટકી, વૃથા વાણી ન કોય. ૧૩૧
ચારે તીર્થ પ્રવર્તશે, હાની વૃદ્ધિ સાથ;
દુ:ષમ કાળ છેડા સુધી, ભાંખ ગયા જગન્નાથ. ૧૩૨
સૂત્ર તણી શ્રદ્ધા જીકે, તે તો ન વદે એમ;
સાધુ કોઇ જગમાં નથી, શ્રદ્ધા ભ્રષ્ટ વદે તેમ. ૧૩૩
દયા દાન ને પુન્યનો, વીનય તણો જ્યાં નાશ.
માયા, નિંદા ને ઇર્ષા, ત્યાં નીનવનો વાસ. ૧૩૪
સૂત્ર વચન ઉથાપવે, આપ મત થાપંત;
સ્યાદવાદ સમજે નહિ, એકાંત વાદ વદંત. ૧૩૫
જે ક્રિયા જિન કલ્પની, તે સ્થાપે સર્વ સંત;
પોતે તેમ વર્તે નહિ, અન્ય આક્ષેપ કરંત. ૧૩૬
ઉત્સર્ગને અપવાદનો, માને એકજ ભેદ;
ભેદ જણાવે તેહ પર, ધરે અંતરમાં ખેદ. ૧૩૭
આડંબર ક્રિયા તણો, લોક વંચણને કાજ;
કરે વિપરીત પરૂપણા, ભેદ પાડે સમાજ. ૧૩૮
તેહને જોખમ છે ઘણું, જુઓ સૂત્ર મોઝાર;
મહા મોહની કર્મનો, તેહ બંધ કરનાર. ૧૩૯
સાધુ જગમાં છે ઘણા, આત્માર્થિ હિતકાર;
ચોકખું ચારિત્ર પાળતા, પંચ મહાવ્રત ધાર. ૧૪૦
હીરા મુખે ન ઉચરે, લાખ હમારા મુલ;
હુંજ સાધુ છું જગતમાં, એવી ન કરે કુલ. ૧૪૧

સોનું તે ઠણુકે નહિ, ઠણુકે પીતળ જાણ;
આપ બડાઇ પર ન્યૂનતા, એ પીતળ સમાન. ૧૪૨
સોના સમ હોય સાધુ જે, સદા હોય સમ ભાવ;
પીત્તળસમ જગ હોય જે, સદ્‌ગુણ સદા અભાવ. ૧૪૩
હીરા હોય નિજ ખાણુમાં, પત્થર સમ ગણાય,
જબ ઝવેરી હસ્ત ચડે, કીમત ત્યાં પરખાય. ૧૪૪
કુલવંતા થોડું લવે, પાળે ઘણો સ્નેહ;
કુલ હિણાં બોલે ઘણું, ખીણુમે આપે છેહ. ૧૪૫
મન મેલા મુખ ઉજળા, તે સજ્જન મુહ મદિઠ;
પોત વિહણો રંગીએ, આધિ રૂલે મજીઠ. ૧૪૬
એક શિખામણ સાંભળો, સંત સહુ હિતકાર;
બત્રીશી ચડશો નહિ, આયુષ્ય ગુણ સુખકાર. ૧૪૭
તપ સંયમ ગુણ સંપદા, રાખો ગુપ્ત ભંડાર;
મૂળ ખુલ્લા કરશો નહિ, તો ટકશો સુખકાર. ૧૪૮
શ્રાવક અમ્મા પિયુસમ, બંધુ મિત્ર સમાન;
સોકય સમાન વળી કહ્યો, સૂત્ર ચોથે સ્થાન. ૧૪૯
અમ્મા પિયું રક્ષા કરે, બંધુ મિત્ર દુઃખ ભાગ;
સૌકી સમ છિદ્ર જુવે, લઇ સાધુનો લાગ ૧૫૦
સદ્‌ગુણી શ્રાવક છે ઘણા, સંત સદા હિતકાર;
કોઇ શત્રુ સમ વડે, નિંદાના કરનાર. ૧૫૧
દોષીત સાધુ હોય તે, કહેવામાં શો દોષ;
તે નિંદા કહેવાય કેમ, સત્ય વદે શો રોષ. ૧૫૨
કાંણાને કાંણો કે'તા, વરજ્યો સૂત્ર મોઝાર;

દોષીતના દોષ દાખવા, કોણે દિધ અધિકાર. ૧૫૩
નિર, નારી ને નીચ નર, નિંદકનો નિચ ભાવ;
નિચે ઢાળે ઉતરે, એહ અનાદિ સ્વભાવ. ૧૫૪
તુજ દ્રષ્ટિ જેમ દોષ પડયા, ગુણ પડયા નહિ કેમ ?;
ગુણ દોષ સબ પ્રાણીમાં, ગુણ ગ્રહણ તુજ નેમ. ૧૫૫
જેવી નિજ દ્રષ્ટિ હુવે, તેવું દેખે બ્હાર;
પીત કમળીનો રોગીયો, દેખે પીળું અપાર. ૧૫૬
દુર્જન કેરી આંખમાં, કમળા કેરો રોગ,
પીળું દેખે પર વિષે, રોગ તણે સંજોગ. ૧૫૭
જેવા ચસ્મા પહેરીયે, તેવું તે દેખાય;
તે દોષ ચસ્મા તણો, આપ ગણે પરમાંય. ૧૫૮
દર્પણ હોય મલિન જો, મુખ મલીન દેખાય;
અંતર એમજ મલીન જો, સર્વ મલીન સમજાય. ૧૫૯
જેહની દ્રષ્ટિ નિર્મળી, નહિ નેનુમેં રોગ;
તે દેખે સદા નીર્મળું, એહ શુભ સંજોગ. ૧૬૦
શુભ અશુભ પુદ્‌ગલ જે, નિજ કરમ સંયોગ;
ઉદય ભાવ હોય જેહનો, તે પ્રગટે નિજ યોગ. ૧૬૧
અશુભ કર્મ તણે ઉદય, દેખે પરના દોષ;
ઉદય હોય શુભ કર્મનો, ગુણગ્રાહી સંતોષ. ૧૬૨
પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં, નિંદાદિ દોષ સેવંત;
તે આરાધિક ન હુવે, ભગવંત એમ ભાખંત. ૧૬૩
સુયંગડાંગ અધ્યયન તેરમે, કદાગ્રહી અહા છંદ;

ગુરૂને પજવે વચનથી, પામે ઘાત અનંત. ૧૬૪
ક્રોધ વશે પડયો આત્મા, કલહ ઉદિરણહાર;
દોષીત ને દોષીત કહે, પામે દુઃખ સંસાર. ૧૬૫
ક્રિયા વિગ્રહ જે કરે, અન્યાય ભાખી હોય;
તે સમ્યક દૃષ્ટિ નહીં, અધ્યયન તેરમુ જોય. ૧૬૬
ઉપકારી ગુરૂદેવ જે, જ્ઞાન ગુણ દાતાર;
ખીંસે નિંદે તેહને, કહ્યો અજ્ઞાની બાળ. ૧૬૭
તેમજ ગુરૂ ઉપકારીને, ગાંઠે નહિ મદવંત;
મહા મોહની કર્મનો, નિયમા બંધ બાંધંત. ૧૬૮
દુઃષમ કાળના જીવડા, ગુરૂ પિતૃ દુઃખદાઈ;
મિથ્યાભાવે વર્તતા, પંચમ ઠાણા માંઇ. ૧૬૯
ભેદ પાડે કલહો કરે, કરે અનર્થ અપાર;
કરે બડાઇ આપની, પરનિંદા કરનાર. ૧૭૦
ઇત્યાદિ ભાષા વદે, તે સદ્ગુણી ન હોય;
દશમે અંગે દાખીયો, દુજે સંવર જોય. ૧૭૧
વળી ત્રીજે અધ્યયનમેં, નિંદકનો અધિકાર;
અવર્ણવાદી જે હુવે, ઘણાં દોષ સેવનાર. ૧૭૨
નાશીપાસ કરે અન્યને, દાનાંતરાઇ કરનાર;
નાશ કરે વળી દાનનો, ચાડીનો કરનાર. ૧૭૩
મચ્છર ભાવ ધરે ઘણો, આક્રોશે વદનાર;
જ્યાં ત્યાં ઝઘડા જગવે, કલેશ વધારણહાર. ૧૭૪
વેર વિરોધ કરે ઘણો, વિગ્રહનો કરનાર;

તે અસમાધી આત્મા, ઘાઢ વેર ધરનાર. ૧૭૫
રાખે રોષ હૃદયે સદા, ઇત્યાદિ બહુ દોષ;
અવર્ણવાદીને હુવે, તે કેમ પામે મોક્ષ. ૧૭૬
દશમ અંગે દેખ હ્યો, ત્રીજો સંવર દ્વાર;
વ્રત આરાધિક ન હુવે, જે નિંદક અણગાર. ૧૭૭
મહાવીર ને કેવળ ભયો, દિઠા દોષોત્ અનેક;
પણ કોઇ પ્રગટ ના કર્યો, એહ જ્ઞાનિની ટેક. ૧૭૮
પ્રુભુના સમોસરણમાં, શ્રણીક ચેલણા દેખ;
સાધ સાધવીયે કર્યા, પ્રત્યક્ષ નિયાણા પેખ. ૧૭૯
ભગવંતે ઉપદેશમાં, નિયાણાના દુષ્ટ ફળ;
કહી બતાવ્યા તતક્ષણે, સુણતા થયા નિષ્ફળ. ૧૮૦
દેખો સાધુ સરલતા, તેમ સાધવી સાર;
પ્રભુ પાશે હસ્ત જોડીને, કર્યો આત્મ ઓધાર. ૧૮૧
સંયમ સ્થાન અનેક છે, પ્રણામ ધારા અનેક;
હાની વૃદ્ધિ ગુણની, રહી આત્મમાં છેક. ૧૮૨
અવળા વિચારે આત્મા, અધોગતિ લહંત;
સવળા વીચારે સદ્ગતિ, પ્રશ્નચંદ્ર જુઓ સંત. ૧૮૩
સમજી આપે સુધરીએ, દુનિયા નહિ સુધરાય;
આપ સુધર્યે જગ સુધરીયો, એમ માન્યે સુખ થાય. ૧૮૪
સુખ છે આત્મ વિચારમાં, પર વિચારે દુઃખ;
પર વિચારે જે પડયા, તેહને સુખ વિમુખ. ૧૪૫
પંચમ કાળના પ્રાણીયા, હોય વાંકા ને જડ;

ક્યાંથી શોધી કાઢીયે, સિદ્ધા અને સરલ. ૧૮૬
ન્યાયવાદીને દુઃખ છે, અન્યાઇને માન;
સત્યવાદી સિદાય છે, એહી કાળનું જ્ઞાન. ૧૮૭
હોય ચીભડાના ચોરને, ફાંસીની સિજાય;
એવા ન્યાયી જ્યાં હુવે, તિહાં સંત સીદાય. ૧૮૮
જીહાં જેહનો આશરો, તેજ કરે અન્યાય;
કિહાં જઇ સુખ પામીએ, વાડય ચિભડા ખાય. ૧૮૯
જ્યાં જ્યાં દેખુ ત્યાં ત્યાં, કલેશતણું પુર જોષ;
શાંતિ સ્થળ શોધુ કિહાં, એહ બડો અફશોષ. ૧૯૦
અનંતાનુંબંધી ચોકડી, કિધ ધર્મમાં વાશ;
જ્યાં ત્યાં ઝઘડા જગવી, વાળ્યું સત્યાનાશ. ૧૯૧
ગોળ ખોળ એક ભાવથી, જે નગરી વેચાય;
ગબડ ગંડુના રાજમાં, નહિ ન્યાય અન્યાય. ૧૯૨
મારામારી માનની, મોટાઇમાં મુંઝાય;
અન્યાય કરે અતી ઘણા, નહિ કોની પરવાય. ૧૯૩
નાત જાત કે ગચ્છમાં, સંઘ અને સમુદાય;
ભેદ પાડવા કારણે, રચે પરપંચ દુઃખદાય. ૧૯૪
પરપંચી જે પ્રાણીયા, માયાના સેવનાર;
કપટજાળ એવી રચે, ફસાય તે મરનાર. ૧૯૫
એકદિન એવો આવશે, માયાના રચનાર;
તે ફસાય નિજ જાળમાં, કો ન બચાવણહાર. ૧૯૬
કપટ દગાથી કોઇને, કરે છે જે ખુવાર;

પાપી વિશ્વાસઘાતી છે, તે નરને ધિક્કાર. ૧૯૭
કરેલ ગુણ ભુલે નહિ, હોય ખરો કુળવાન;
અવગુણ ઉપર ગુણ કરે, રાજી રહે ભગવાન. ૧૯૮
જબ લગ જીસકા પુણ્યકો, પોચે નહિ કરાર;
તબલગ ઉનકો માફ હે, અવગુન કરે હજાર, ૧૯૯
પુણ્ય ખીણ જબ હોત હે, ઉદય હોત હે પાપ;
દાઝે બનકી લાકડી, પ્રજળે આપો આપ. ૨૦૦
પાપ છિપયા ન છિપે, છિપે તો મોટા ભાગ;
દાબી દુબી ના રહે, રૂઈ પલેટી આગ. ૨૦૧
આગ લાગી નિજ અંતરે, કોણ બુઝાવણહાર;
જિન વાણી અમૃત જળ, સિંચ્યા સુખ અપાર. ૨૦૨
બળતી જળતી આતમા, સંત સરોવર જાય;
આતમ કેરી અંગીઠડી, તરત સમાઈ જાય. ૨૦૩
જ્ઞાન, દર્શન, ચારિત્ર ને, તપ એ ચાર પ્રકાર;
મોક્ષ સાધન જીનવર કહ્યા, એ ચારે સહચાર. ૨૦૪
કોઇ માને એક વસ્તુને, બાકીનો ઇનકાર;
એક વસ્તુથી મોક્ષ કહે, એકંત વાદ વદનાર. ૨૦૫
સમ્યક્ જ્ઞાન દર્શન સહિત, ચાર કહ્યા જીનરાય;
તે તો મારગ મોક્ષનો, કહ્યું ઉત્તરાધ્યયનમાંય. ૨૦૬
જમાલી એક શબ્દનો, ઉત્સૂત્ર વદંત;
નિનવ મિથ્યાભાષી તે, એમ ભાંખે ભગવંત. ૨૦૭
આ કાળે આ ક્ષેત્રમાં, ઉપદેશના કરનાર;

આપ થાપ ઉથાપ પર, ઉત્સૂત્ર વદનાર. ૨૦૮
એવા એકાંત વાદીને કોણે નિનવ કિધ;
ઉલટા ભળી તદ્ પક્ષમાં, કરે અન્યાય પ્રસિધ. ૨૦૯
જ્ઞાન દિજે તો સુષ્ટુને, દુષ્ટુને નહિ દાન;
દુષ્ટુને જે જ્ઞાન દે, તે સર્પને પય સમાન. ૨૧૦
સવળા પ્રગમે તે શાસ્ત્ર છે, અવળા શસ્ત્ર સમાન;
શાસ્ત્ર તો સદ્‌ગતિ કરે, શસ્ત્ર કાઢે છે પ્રાણ. ૨૧૧
મરકટ ને શસ્ત્ર દિયો, રાજા રક્ષણ કાજ;
સર્પ છાંયા શિર છેદીયો, તેમ દૂષ્ટ કરે અકાજ. ૨૧૨
સમ શ્રુત સમ દૃષ્ટિને, મિથ્યાત્વીને મિથ્યાત;
તેમ સુષ્ટુ દુષ્ટુ જના, સમશ્રુત, ને અજ્ઞાત. ૨૧૩
શ્રાવક સમદૃષ્ટિ હુવે, હુવે ગુણી ગંભીર;
શીલવંતા સમ સરળતા, ગુરૂ ભક્તિ દમ ધીર. ૨૧૪
ઇત્યાદિ ગુણવંત તે, જ્ઞાન લાયક ગુરૂ ગમ;
તે વિણ સૂત્ર જે પઢે, પ્રગમે નહિ તસ સમ. ૨૧૫
સામાયિકાદિ ના વડે, તેહને વિપરીત જ્ઞાન;
શત્રુ કરવા સાધુના, ધરાવે થઇ અજ્ઞાન. ૨૧૬
એહવા પણ દિસે ખરા, જડવાદી જગમાંય;
આપ ડુબે પર ડુબવે, એ નહીં મારગ ન્યાય. ૨૧૭
ન્યાય મારગ જેણે ગ્રહ્યા, સ્વપર હિત કરનાર;
અવળી શિક્ષા ના દિએ, એ જગ વિરલા ધાર. ૨૧૮
વિરલા જાણે વિવેકને, હિત અહિતના જાણ;

વિનયવંતને જ્ઞાન દે, મુર્ખને ન દે નાણુ. ૨૧૯
મરકટને હાર મોતીનો, ગર્દભને મિષ્ટાન;
અંધ દર્પણુ બધિર ગીત, તેમ મુરખને જ્ઞાન. ૨૨૦
મુરખ માથે શીંગડા, નહિ નિશાની હોય;
સારા સાર સમજે નહિ, જન તે મુરખ જોય. ૨૨૧
ગર્વિ દુષ્ટ વચન વદે, ક્રોધી હોય દ્રઢવાદ;
ઉપકાર કોઇ માને નહિ, મુર્ખ લક્ષણ જડવાદ. ૨૨૨
મુર્ખ સાથે ન વૈરભાવ, નહિ કરવી તસ પ્રીત;
ઉષ્ણુ અગ્નિ દગ્ધ કરે, કરે સ્યામતા સીત. ૨૨૩
ડાહ્યા તો દુશ્મન ભલો, મુર્ખ મિત્ર નહિ સાર;
ડાહ્યો દુશ્મન હિત કરે, મુર્ખ અહિત કરનાર. ૨૨૪
પ્રિત ત્યાં નહિ પટંતરો, પટંતરો ત્યાં નહિ પ્રિત;
પ્રિત કરી પટંતરો કરે, એ મુરખની રીત. ૨૨૫
કપટી મિત ન કિજીએ, ક્ષીણુમેં સબ બુધ લેત;
આગે પ્રીત લગાયકે, પીછે દગા હી દેત. ૨૨૬
ઓછે નરકી પ્રીતડી, દિની રિત બતાય;
જેસે છિલરકાહિ જલુ, ઘટત ઘટત ઘટ જાય. ૨૨૭
વિધિના સબ જગતે કરી, દો વિધ નાહિ દિધ;
મુરખ કે શીર સીંગ નહિ, ચાતુર પંખ ન દીધ. ૨૨૮
ચાતુર કો જો પંખ દેઉ, જિહાં તિહાં ઉડ જાય;
મુરખ કો જો સિંગ દેઉ, નિશદિન મારણુ ધાય. ૨૨૯
વણુ બોલાવ્યા બહુ બકે, વણુ તેડાવ્યા જાય;

વિવેકને નહિ ઓળખે, તે મુરખના રાય. ૨૩૦
વિવેક વિનાનું માનવી, સમજો પશુ સમાન;
વાનરને પણ છે જુઓ, હાથ પગ મુખ કાન. ૨૩૧
ભણતાં કદી થોડું ભણ્યો, શિખ્યો વચન વિવેક;
સભા મધ્યે તે શોભતો, એ ગુણ પામી એક. ૨૩૨
વિનયતણી વાતો કરે, વિનયનો દે ઉપદેશ;
પોતે બાવળ ઠુંઠ સમ, ભાષા નિકરો દ્વેષ. ૨૩૩
વિનય વિનય પોકારતો, વિનય મૂલ કહે ધર્મ;
પોતે પત્થર થંભ સમ, નિકળે ભાષા ગર્મ. ૨૩૪
ડંભી કહે નમન થકી, હોય સમકિતનો નાશ;
કહો ક્યાં રહી સરલતા, ક્યાં સમકિતનો વાસ. ૨૩૫
વિનય ગુણ હોય સરલમાં, કે અક્ડતામાં હોય ?;
એ તો પણ જાણે નહી, શું જાણ્યું કહો સોય. ૨૩૬
હોય સમકિત જ્યાં સરલતા, ત્યાં હોય વિનયનો વાસ;
વિનયવંત ભવ્ય જીવનો, વ્રત નિયમ કહ્યો ખાસ. ૨૩૭
શિષ્ય હોય કદી કેવળી, ગુરૂ છદ્મસ્થ કહાય;
તો પણ વિનય મુકે નહિ, એ કેવળનો ન્યાય. ૨૩૮
ન્યાય માર્ગ છે સરલનો, ભદ્રિકને વિનયવંત;
હૃદય દયા અમચ્છરતા, જિન કહે મુક્તિ લહંત. ૨૩૯
મુક્તિના અભિલાષીયા, તાકો એહ સ્વભાવ;
રહે સદા આપ રમણતા, તજે સદા પરભાવ. ૨૪૦
પરભાવી જે આતમા, તાકો રાગ ને દ્વેષ;

તે દેખે પરદોષને, નહિ સમભાવી લેશ. ૨૪૧
આપના દોષ અનેક હોય, તે નવી દેખે પ્રાય;
પરદોષ જોવા કારણે, સદા મન લલચાય. ૨૪૨
પરદોષ જોવે જ્યાં સુધી, આપના નહિ નિર્ખંત;
તબલગ સમકિત વેગળું, સૂત્ર એમ ભાખંત. ૨૪૩
સૂત્ર તણી વાતો કરે, જ્ઞાનીમાં પંકાય;
આચરણ અવળા હોય તો, તસ જ્ઞાન સદા લજાય. ૨૪૪
જે જ્ઞાની જગમાં હુવે, તે દેખે નિજ દોષ;
ઉદાસીન સદા રહે, પરદોષે નહિ રોષ. ૨૪૫
જ્ઞાની પણ ભુલે કદિ, પાપ કરી પસ્તાય;
પુનર્પીં દૃષ્ટિ ના કરે, એ જ્ઞાન મહિમાય. ૨૪૬
જ્ઞાની આપ વિવેકથી, જોઇ પોતાના દોષ;
પશ્ચાતાપ ધરે ખરો, અંતરમાં અફશોષ. ૨૪૭
જડવાદી જડ આતમા, જડ ક્રિયા અભિમાન;
છુપા દોષ સેવે ઘણા, અંતર દાઝ ન જ્ઞાન. ૨૪૮
ઉપદેશક દુનિયા વિષે, દિશે છે બહુ ભાત;
જન રંજનને કારણે, આપ થવા પ્રખ્યાત. ૨૪૯
તેમાં જોખમ છે ઘણું, ભાષા દોષ વિશેષ;
ઉત્સૂત્ર વદતા થકા, કહ્યો સંસાર અશેષ. ૨૫૦
ઉપદેશક ઉપદેશ દે, તેહના બે પ્રકાર;
એક ઉપદેશક ‘ સાક્ષરા ’, બીજા ‘ રાક્ષસા ’ કાર. ૨૫૧
જે સવળો ઉપદેશ દે, તે ‘ સાક્ષરા ’ જણાય;

અવળો ઉપદેશ જે દિયે, તે 'રાક્ષસા' ગણાય. ૨૫૨
સવળો ચાલે 'સાક્ષરા,' ઉલટો 'રાક્ષસા' થાય;
તિણ કારણ ઉપદેશ કે, રહેવું 'સાક્ષરા' માંય. ૨૫૩
દુનિયા દોરંગી કહી, જાકા જૂદા સ્વભાવ;
તેહ તણી ભંગ જાળમાં, પડયા તે ગોથા ખાય. ૨૫૪
ભંગ જાળમાં જે પડયા, માનના ભુખ્યા જેહ;
ધરમ કરમ જાણે નહિ, અધર્મ સાથે સ્નેહ. ૨૫૫
જેહ અધર્મિ આતમાં, કરે અનરથ અપાર;
ખટપટ પર પ્રીતિ રહે, કેમ લહે ભવપાર. ૨૫૬
પહેલી ખટપટ પર વિષે, પછે ઘરની માંય;
ધર્મમાંહી જગવે જદા, સફળ ગણે નિજ આય. ૨૫૭
એવા જગમાં પ્રાણીઆ, માને કુસંપ સંતોષ;
પરને દુ:ખ દેવા ભણી, રાખે અંતર રોષ. ૨૫૮
એક માંખી અરૂ દુષ્ટ જન, જુઓ ઉનકો જ્ઞાન;
પરદુ:ખ દેવા કારણે, ખુવે અપના પ્રાણ. ૨૫૯
રાગી અવગુન ન ગણે, દોષ છુપાવણહાર;
દ્વેષી દોષ રજ સમને, મેરૂ સમ કરનાર. ૨૬૦
રાગી અવગુન ન જુવે, દેખે દોષ અનેક;
ગુણ આછા દે ગુણીના, એ દ્વેષીની ટેક. ૨૬૧
જેનો દ્વેષી આતમા, અભ્યાખાન વદનાર;
કહે ભગવઇ તસ પાપને, ભોગવ્યે તે છુટનાર. ૨૬૨
કબીર કુબુદ્ધિ અનાદકી, ઘટ ઘટ જાઇ અડી,

કીન કીનકુ સમજાઇએ, કુવે ભાગ્ય પડી. ૨૬૩
બુરો બુરો સબકો કહે, બુરો ન દિસે કોઈ;
જો ઘટ સોધે આપનો, તો અપસેં બુરો ન કોઇ. ૨૬૪
અપના દોષ અનેક હોય, પરદોષ જોવા ધાય;
પોતાનું ઘર પરજળે, અન્ય જોયે શું થાય. ૨૬૫
તુજે પરાઈ કયા પડી, તું અપની નિવેડ;
તેરી નાવ દરીયાવમે, ડુબે નહિ ત્હું ખેડ. ૨૬૬
જો હિત વંછે આપનું, તો અપના દોષ નિહાળ;
તો પિછે તું ઓરકા, ગુણ અવગુણ સંભાળ. ૨૬૭
આળા ચાંદા ન જુઓ, કાક સમ થઇ કોય;
હંસ તણી પરે ભવ્ય જીવ, પય પીવો તજી તોય. ૨૬૮
પર નિંદાને પર હરે, આત્મ નિંદા કરે જેહ;
પર દોષ દેખે નહીં, સદ્‌ગુણગ્રાહી તેહ. ૨૬૯
ગુણગ્રાહી થાઓ ભવી, દોષ દૃષ્ટિ કરી દુર;
આતમ રાખો નિર્મળો, સુખ પામો ભરપુર. ૨૭૦
સદ્‌ગુણગ્રાહી આતમા, પામે તે ભવપાર;
**મોહનલાલ** મુનિવરે, ભાંખ્યું ભવ હિતકાર. ૨૭૧
સંવત્ ઓગણી બાસીએ, માઘ પુનમ **ખંભાત**;
આત્મહિત દુહા રચ્યા, મુનિ સાતે સંઘાત. ૨૭૨

## સિંહ અને વાનરનું દષ્ટાંત–દોહરા.

**એક સમય એક સિંહકુ, ભારે લાગી ભુખ;**
**રન વન સઘળો ઢુંઢતા, મરકટ પાયો રૂખ. ૧**

સિંહ મરકટકુ દેખકે, એક કીયો ઉપાય;
ધિરે ધિરે ચાલતો, કુંક કુંક ધરતો પાય. ૨
નહીં કંટક નહીં કાંકરો, સ્વામી કુંણુ સ્વભાવ;
ધિરે ધિરે ચાલતા, કુંક કુંક ધરતા પાવ. ૩
પર આતમ આતમ જીશો, જીશો દુધમાં ઘીવ;
હળવે હળવે ચાલીયે, રખે ચંપાય કોય જીવ. ૪
ઈહાં આવો ઠંડે રહો, પુરો હમારી આશ;
પાકા ફળ તરૂવર તણા, લાવું તમારી પાશ. ૫
મુરખ મરકટ સમઝયો નહીં, સિંહ કબુ ફળ ખાય;
જેશો ઝાડથી ઉતર્યો, લપેટ લીયો મુખમાંય. ૬
મુખ આવણ હસવા લગ્યો, તબ સિંહ બોલત એમ;
આવ્યો કાલકે ગાલમે, અબ હસતહે કેમ. ૭
હમ હશા તેમ તુમ હસો, મેરા મનકી ગુઝ;
ભલી કે બુરી હુવે, કહી સંભળાવું તુઝ. ૮
મુરખ સિંહ સમઝયો નહીં, મુખ દિયોરે પસાર;
જેહી ઝાડથી ઉતર્યો, બેઠો તેહીજ ડાળ. ૯
તરૂવર જઈ રોવણ લગ્યો, તબ સિંહ બોલત એમ;
નીકલ્યો કાલકે ગાલશેં, અબ રોવત હે કેમ. ૧૦
હમે હમારી બુધશું, જઈ બેઠા તરૂવર ડાળ;
પણ તુમ સરીખા ગુરૂ મીલે, તાકા કવણ હવાલ. ૧૧

---

## દોહરા.

પોતે અવગુણી છતાં, બીજાને કહેનાર;
માન ઘણું રાખે સદા, એ પણ એક ગમાર. ૧

કરે કામ સાથે મળી, સ્વાર્થિ જે થાનાર;
વિશ્વાસુને છેતરે, એ પણ એક ગમાર. ૨

સોબત સારી જો મળે, દૂર દૂર ખસનાર;
દુર્જનની સાથે ફરે, એ પણ એક ગમાર. ૩

અમૃતનો પ્યાલો મળે, હાથ નહિ ધરનાર;
ઝેર તણો પ્યાલો પીયે, એ પણ એક ગમાર. ૪

કપટ દગાથી મિત્રને, કરે ઘણોજ ખુવાર;
છુપો શત્રુ થઇ રહે, એ પણ એક ગમાર. ૫

મોટી સભાઓ મેળવી, ભાષણ કરે બહુ વાર;
દુર્ગુણ પોતામાં રહે, એ પણ એક ગમાર. ૬

પ્રભુતાઇ પામેલની, અદેખાઇ કરનાર;
તન બાળે અગ્નિ વિના, એ પણ એક ગમાર. ૭

કહેવું તે કરવું નહિ, એવા શખ્સ અનેક;
વચન જાય નહિ વ્યર્થમાં, તેવો વિરલો એક. ૧

ભીતરથી ભુંડુ ચહે, અમૃત વાચી અનેક;
વેળાએ માથુ ધરે, એવો મિત્રજ એક. ૨

કુવા વાવ્ય સરકે નહી, લાભે વધે વશેક;
વધતાં પણ વૃદ્ધિ નહી, તે તો સાગર એક. ૩

વિના ગ્રંથ બાવા બને, ધારે ભગવો ભેખ;
અંતરથી માયા તજે, જીતેંદ્રિય કો એક. ૪

ભૂતળમાં ભુજંગ વસે, મણિ રહિત અનેક;
પણ મણિધર મહિયળ વિષે, જોતા જણાએ એક. ૫

---

# જાહેર ખબર.

---

**શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા પૂર્વાર્દ્ધ**—પુસ્તક છપાઇ બહાર પડતાં જ ખપી જવા આવ્યું છે. હાલ જુજ નકલો શીલીક છે. પાકું પુંઠું, ગ્લેઝ કાગળ, રૉયલ ૮ પેજી ૭૨ાા ફરમાનું પુસ્તક હોવા છતાં કીંમત ફકત રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું. નીચેને સીરનામેથી મળશે.

**શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા પુસ્તક ૨ જું ઉત્તરાર્દ્ધ**—હાલ છપાય છે. જેમાં ૧૧ ભાગ સાથે ૧૧૮૮ પ્રશ્ન અને ઉત્તરનો સમાવેશ કરવામાં આવ્યો છે, કીંમત રૂ. ૧-૮-૦ પોસ્ટેજ જુદું. તાકીદે નીચેને સીરનામે નામ નોંધાવો.

**રાજકોટ—મહેતા ત્રિભુવન વાલજી** મીલીટરી કારકુન
ઠે. ખત્રીવાડ—લાલજી પારેખની શેરી.

**ધોલેરા બંદર—ભાવસાર ખીમચંદ ખોડીદાસ.**

**અમદાવાદ—વાડીલાલ કાકુભાઇ સંઘવી.**
ઠે. સારંગપુર—તળીયાની પોળ.

---